गुजरात हिंदु संसार

તરફથી

આપેલું ભાષણ.

તા૦ ૧૮ મી એપ્રિલ, ૧૮૯૦

પ્રસિદ્ધ કરનાર.

ગુજરાતવર્નાક્યુલર સોસાઈટી

અમદાવાદ.

અમદાવાદ—(આર્યોદય પ્રેસ.)

સંવત ૧૯૪૫.—સન ૧૮૯૦.



કિંમત આનો એક.

3 ૪૪૩૨

# ...ગ્નના સંબંધમાં આપણું કર્ત્તવ્ય.

(સુધારા સમાજ તરફથી શાસ્ત્રી નાગેશ્વર જેશારામે તા. ૧૮ મી એપ્રિલ, ૧૮૯૦ ને રોજ આપેલું ભાષણ.)

જે ભારતવર્ષ પ્રાચીન કાળમાં વિદ્યા, વિત્ત, અને ઐશ્વર્યથી પોતાની અસાધારણ કીર્ત્તિ દિગન્તરમાં ગજાવી મૂકતો, તેની અર્વાચીન સ્થિતિ જોતાં કોણ આર્યના કઠણ અન્તઃકરણમાં દયાનો આવિર્ભાવ નહિ થાય?

પ્રતિદિન તેની દુર્દશા થતી જાય છે, એનું કારણ શોધી કાઢવું તે સઘળી આર્ય પ્રજાનું સમાન કર્તવ્ય છે. અવસ્ય, દેશની આબાદી વિદ્યા, વિત્ત, અને ઐશ્વર્ય ઉપર આધાર રાખે છે. પૂર્વજોએ પ્રયાસથી સંપાદન કરેલી તે સદ્‌વિદ્યા, પુષ્કળ ધન, તથા અતુલ ઐશ્વર્ય આપણે શાથી ખોયું, તેનો વિચાર કરવો એ વિદ્વાનવર્ગનું તો આવશ્યક કર્મ છે. દેશની ઉન્નતિ થવાનાં વિશેષ કારણો જેમ ઘણાં હોયછે, તેમ તેની પડતી થવાનાં અવાન્તર કારણો ઓછાં હોતાં નથી. કાળ, કર્મ, અને સ્વભાવથી પ્રત્યેક દેશની સ્થિતિનું રૂપાન્તર સ્વાભાવિક થયે જાય છે. તે ત્રણ પ્રકારનું હોય છે; ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ. આપણા ભારતવર્ષની સ્થિતિનું વલણ હમણાં કેટલોક કાળ થયાં અધમ પંક્તિ ઉપર દોરાયું આવે છે, એમ પુર્વજોના ઇતિહાસ ઉપરથી સેહેજ માલમ પડે છે. હમણાં વિશેષ દૃષ્ટિ ન ફેરવતાં સામાન્ય નજરે જોઈશું, તોપણ જણાઈ આવશે કે આપણે મનુષ્યનું કર્ત્તવ્ય ભૂલતા જઈએ છીએ.

પરબ્રહ્મની અપાર સત્તાના બળથી આ વિશ્વમંડળ અનેક પ્રકારનાં ચિત્ર વિચિત્ર પ્રાણીઓથી ખચખચીને ભરાયું છે. વિદ્વાનોએ તે અનેક પ્રાણીઓનો સમાવેશ ઉદ્‌ભિજ, અંડજ, સ્વેદજ, તથા જરાયુ, એ ચાર વર્ગમાં આણ્યો છે. મનુષ્ય જરાયુ કોટીમાં ગણાય છે. ઉત્તરોત્તર ચાર વર્ગમાં જરાયુ પ્રાણીઓ શ્રેષ્ઠ છે. તેમાંએ મનુષ્ય સર્વ પ્રાણીઓ કરતાં અતિતર શ્રેષ્ઠ છે, કારણ કે બીજાં સઘળાં પ્રાણીઓને માત્ર સ્વભાવજન્ય જ્ઞાનછે, અને મનુષ્યને તર્કબુદ્ધિ વિશેષ છે. આ તેને પ્રાક્તનજન્ય સંસ્કારનું ફળ છે. સ્મૃતિરૂપે તે જ્ઞાન પૃથ્વીમાં વસનાર સઘળા મનુષ્યોના અન્તઃકરણમાં અંકુર રૂપે રહેલું છે. પછી તેના ઉપર જેવા અને જેટલા સંસ્કાર થાય છે, તે પ્રમાણમાં તે દરેકમાં ઓછા વત્તા ખીલી ઊઠે છે. એ અદ્વિતીય જ્ઞાનની સહાયતાથી મનુષ્ય ઐહિક તથા પારલૌકિક સુખ સંપાદન કરી શકે છે. પરમેશ્વરે પૂર્ણ કૃપાથી મનુષ્યવર્ગને તે અનિર્વચનીય બક્ષીસ આપી છે, તેનો ઉપયોગ હાલની આર્ય પ્રજા નીતિપુરસ્સર કરે છે કે નહિ, તેનો વિચાર કરીએ છીએ તો સેહેજ માલમ પડે છે કે આર્યો ઐહિક સુખ ભોગવવાને કેટલા બધા નાલાયક થયાછે અને થશે. આમ થવાનું કારણ તેમના સંસાર સુધારામાં ખ... ખામીઓ શિવાય બીજું એકે નથી. એ ખામીઓમાં મુખ્ય... મી

...ને મધ્યમ, આર્યો... ...

## બાળલગ્નના સંબંધમાં આપણું કર્તવ્ય.

બળા દેશો કરતાં ગુજરાત ઉપર તો તે દુષ્ટ રોગે એટલી બધી અસા
કરીછે કે તે ચંડાળ ક્ષયરોગથી ગુજરાતીઓનાં ફેફસાં હવે સંપૂર્ણ
એટલુંજ નહિ, પરંતુ તેઓ અસાધ્ય થયાંછે. અનિવાર્ય દુષ્ટ રોગના પંજામાં ફસાયલા મારા ગુર્જર ભ્રાતૃઓ! બાહ્ય દૃષ્ટિનો ત્યાગ કરી જરા અન્તર દૃષ્ટિ કરો. નીરોગી માબાપોનાં બાળકોના શરીરમાં આ રોગ ક્યાંથી પેઠો? એણે આ શો જુલમ કર્યો? પાશ્ચિમાત્ય કેળવણીના પ્રસારથી તમારાં કટાયલાં અન્તઃકરણ જરાં જરાં ઊજળાં થવા લાગ્યાં છે. વિદ્વાન અને સુધરેલી પ્રજાઓના સમાગમથી એક પછી એક એમ અનુક્રમે તમારા અજ્ઞાનરૂપી અંધકારનાં પડળ ઊતરવા માંડયાં છે, સનાતન શાસ્ત્રો રૂપી ચશ્મા ચઢાવ્યાના સાધનથી દૂરની ઝીણી વસ્તુઓને પ્રત્યક્ષ સમીપમાં દેખવા લાગ્યા છો, તો તમે કેમ ઊંડો વિચાર કરતા નથી કે આ 'બાળલગ્ન' રૂપી દુષ્ટ રિવાજ શાસ્ત્ર વિહિત, ધર્મ વિહિત, કે શિષ્ટાચાર રૂપે નથી, પણ આપણી દુર્દશા કરનારૂં એક કુત્સિત વ્યસનજ છે; જેની નિશામાં પૂર્વાપર વિચાર ભૂલી જઇ દર વર્ષે હજારો કુમળાં બાળક તથા બાળકીઓને આપણે તે ભયંકર રોગના ખાડામાં ઝીકી દઇએ છીએ. પાઈની ભાજી વહોરતાં, આપણે જેટલો બુદ્ધિનો ઉપયોગ કરીએછીએ, તેનો એક કોટયંશ આપણાં અમૂલ્ય બાળકોને સંસારરૂપી અગાધ સમુદ્રમાં ઊતારતાં તેની જોખમ ભરેલી જીંદગીને માટે કરતા નથી. વરકન્યાના લગ્ન સંબંધી પાયો કેટલો બધો મજબૂત જોઇએ, તેના ઉપર કેવડી મોટી ઇમારત ચણવાની છે? આ સંસારરૂપી વિશાળ મેહેલનો દૃઢ પાયો લગ્ન છે. એ લગ્ન દરકાર વગર, અન્યોન્ય વરકન્યાની અપેક્ષા શિવાય, કેવળ દલાલોની મરજી ઉપર શી રીતે થાય? જે હાલ થાય છે, તે જોડું ઐહિક સુખ શું સંપાદન કરે છે? વગર સમજણનાં કૂમળાં બાળકોનું લગ્ન થવાથી કેટલા પ્રકારની હાનિઓ વેઠવી પડે છે? વયમાં કજોડું, વિદ્યામાં કજોડું, સ્વભાવમાં કજોડું, અને સુખમાં કજોડું થવાનું મુખ્ય કારણ 'બાળ લગ્ન'જ છે. નાની વયમાં વિધવા થવું, શૌર્ય વિનાનાં વ્યાધિગ્રસ્ત કલેવરો, વગેરે જે અસહ્ય દુઃખો આવી નડે છે, તેનું કારણ બાળલગ્નરૂપી અનાચારજ છે. પ્રત્યેક જ્ઞાતિમાં બિચારી નાની વયમાં વિધવા થયલી માથાં મુંડન કરાવેલી સેંકડો અબળાઓ આમથી તેમ ભટકતી દેખીએ છીએ, તેનું કારણ બાળલગ્નજ છે. ધણીની અણસમજથી સાસુ, નણંદ, જેઠાણી, વગેરે મૂર્ખ સાસરિયાંથી જે અદાપો વેઠવા પડેછે, તેનું કારણ બાળલગ્ન શિવાય બીજું નથી. છોકરીઓનો વિસ્તાર માતાપિતાને અળખામણો લાગેછે, તેનું કારણ બાળલગ્ન શિવાય બીજું નથી. પરસ્પર આચરણ મળતાં ન આવવાથી અણબનાવ થવાનું તથા વ્યભિચારને માર્ગે મનને દોરનારૂં કારણ બાળલગ્ન છે. કાચી ઉમ્મરમાં સંગ થવાથી ઊછરતી પ્રજાઓમાં [illegible]ળો પડવાનું મુખ્ય કારણ બાળલગ્ન છે. તનમનની શક્તિઓને નબળી પાડી કૃતાન્તને [illegible]નાર [illegible]ાળલગ્ન શિવાય બીજું કાંઈજ નથી. વિદ્વાનને મૂર્ખની સાથે [illegible]

[illegible]

ર્યોમાં ખામી રહે છે, તેનું કારણ બાળલગ્ન છે. ભરતખંડની પ્રતાપી પ્રજા એક વખતે આખી આલમનું સ્વતંત્ર સુખ ભોગવતી હતી, તેના વંશજો કેવળ કંગાળની અન્નવસ્ત્ર માટે અટવાઇ મરે, એવા સમયને નિકટ લાવનારો બાળલગ્નરૂપી ા શત્રુ હિંદુસ્તાનના હતભાગ્યે ઉદય પામ્યો છે, એ નિર્વિવાદ સમજવું.

# दोहरा.

ભારતવાસી ભ્રાતૃની દુરદશા કરનાર,
આર્યભૂમિમાં અવતર્યો બાળલગ્નનો ચાલ. ૧
વેદશાસ્ત્ર પુરાણમાં જોતાં જડે ન ભાળ;
આગળ કદિ નવ આચર્યો બાળલગ્નનો ચાલ. ૨
શિષ્ટાચાર સુણ્યો નથી હિંદુઓમાં હાલ;
આગંતુક આવી અડયો બાળલગ્નનો ચાલ. ૩
રાજરોગ એ કારમો કૃતાન્ત સરખો કાલ;
હિંદુને હણવા હુઓ બાળલગ્નનો ચાલ. ૪
બુજ વિનાનાં બાળકો, કુમળી જેની ખાલ,
ચાવીને ચૂરો કરે બાળલગ્નનો ચાલ. ૫
વિદ્યા વિત્ત વિનય બધાં ગયાં વગાડી ગાલ;
જન્મ્યો અહિંયાં જ્યારથી બાળલગ્નનો ચાલ. ૬
દાંત પડે નહિ દૂધના, તેમ છતાં નિર્મોલ્ય;
નૂર વિનાના નર કર્યા, બાળલગ્નને ચાલ. ૭
પોયણી સર્ખી પોયરી, બાર વર્ષની બાળ,
જરૂર જણુતી જે થઇ, બાળલગ્નને ચાલ. ૮
છૂટે છેડે મા'લતી ઘાઘરીથી ઘરબા'ર,
બંધે બંધાઇ બાપડી, બાળલગ્નને ચાલ. ૯
ઓછી વયનો વર વરે, સાસુ નણંદનું સાલ;
વ્યભિચાર વૃદ્ધિ કરે, બાળલગ્નને ચાલ. ૧૦
પાકટ વય પામ્યા વિના વનિતાશું વ્યવહાર,
નાની વયમાં નર મરે બાળલગ્નને ચાલ. ૧૧
બળહીણ જન્મે બાળકો, કદરૂપાં કંગાળ,
વ્યાધિથી વીંટાઈ વળે, બાળલગ્નને ચાલ. ૧૨
પુરૂષાતન પરવારિયું, વનિતાને નહિ વા'લ,
અરસ પરસ આદર ઘટયો, બાળલગ્નને ચાલ. ૧૩
ધમકારે ધરતી નમે, ગુલાબ

ડાકણ સરખી દીશતી બાળલગ્નને ચાલ. ૧૪
રણમાં રાઢ મચાવતાં, ધરતા નહિ જે ઢાલ;
લાપોટે લાંબા સુએ, બાળલગ્નને ચાલ. ૧૫
(સૌ)ભાગ્ય વિનાની સે'જ કંઇ નજરે પડતી નાર,
વિધવાના વાડા ભર્યા, બાળલગ્નને ચાલ. ૧૬
ચોર લંપટ કે ચાડિયા, ગાંડા અને ગુમાર,
માનવીને માથે પડે, બાળલગ્નને ચાલ. ૧૭
કેળવણી કાચી રહે, મૂરખના સરદાર,
અક્કલહીણ આયુષ ગમે, બાળલગ્નને ચાલ. ૧૮
વહુને વર ગમતો નથી, વરના વિવિધ વિચાર,
મન એનાં રહે મોકળાં, બાળલગ્નને ચાલ. ૧૯
કજીઓ કરતી કામિની, ભાગ્ય હીણ ભર્તાર,
રડવડતાં રહે છોકરાં, બાળલગ્નને ચાલ. ૨૦
એવા દોષ અનેક છે, ગણતાં નાવે પાર;
દાના દેશી દૂર કરો, બાળલગ્નનો ચાલ. ૨૧

ભારત ભૂમિના પરાક્રમી ક્ષત્રિયો રણસંગ્રામમાં શત્રુઓનાં શીર પોતાના ભુજા બળથી રણયજ્ઞમાં હોમી દેતા હતા, તેના પ્રપૌત્રોનાં માથાં ધડ ઉપર ધારણ પકડી શકતાં નથી, તેનું કારણ બાળલગ્ન રૂપી અત્યંત બૂરો રિવાજ એજ છે. જે બ્રહ્મ ઋષિઓ પોતાની પવિત્ર વિદ્યાના બળથી, ક્ષત્રિઓને ધનુર્વિદ્યા તથા ન્યાયના કામમાં સલાહ અને મદદ આપતા, તેમના વંશજો અત્યારે હાથમાં પડિયો પતરાળું લઈ લાડુઓની આશાએ બોડે માથે ઘેર ઘેર ભટક્યાં કરેછે, તેનું કારણ બાળલગ્ન શિવાય બીજું નથી. બહોળા વ્યાપારથી અનર્ગળ ધન મેળવેલા વૈશ્યો અત્યારે દિવાશળીઓ વેચીને પણ પેટનું પુરૂં નથી કરી શકતા, તેનું કારણ બાળલગ્નજ છે.

પરાવધ્યવગુણથી આચ્છાદિત થયલો આ કરાળ પરિચય શાસ્ત્ર વિહિત નથી, એમ આપણે પૂર્વેજ કહી ગયા; કેમકે તે શાસ્ત્રવિહિત હોય તો લગ્ન સંબંધી કરાર વાંચતાંજ, આપણા મનમાં અનુમાન થાયછે કે—વરકન્યા પુખ્ત ઉમ્મરનાં અને દૃઢ વિચારને અનુસરતાં થયા શિવાય, પરસ્પર આવી મજબૂત પ્રતિજ્ઞાઓ કરી શકે એ અસંભવિતજ છે.

વિદ્વાન બ્રાહ્મણો, દેવ, તથા અગ્નિની સમક્ષ સ્ત્રીપુરૂષનો સંબંધ જોડાતાં નીચે પ્રમાણે પુરોહિત તે જોડાને કરાર કરાવે છે. કન્યાનો સંકલ્પ વરના હાથમાં છોડતાં કન્યાનો પિતા કહેછે કે—**'एनां सालंकारां, अरोगिणीं, सुशीलां, वाससाच्छादितां कन्यां तुभ्यमहं संप्रददे'** (રોગ વગરની, ઘરેણાં પેહેરાવેલી, સારાં આ-

આ કન્યા હું તને આપું છું ) એનો ઉત્તર **વર**

આપે છે કે—'इमां गृह्णामि । ॐ स्वस्ति' (એને હું ગ્રહણ કરૂં છું, કલ્યાણ થાઓ.) પછીથી કન્યાનો પિતા વરને ઉપદેશ કરે છે કે—धर्मे चार्थे च कामे च नातिचरितव्या त्वयेयम्'(ધર્મ, અર્થ, તથા કામ એ ત્રણે પુરૂષાર્થમાં તારે આનો ત્યાગ ન કરવો.) વર કહે છે કે- ' नातिचरिष्यामि ' (હું એનો ત્યાગ નહિ કરૂં.) પાણિગ્રહણમાં વર કન્યા પ્રત્યે કહે છે કે— गृह्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः' (તારા સૌભાગ્યને માટે હું હાથ ઝાલુંછું, હું જે તારો પતિ તેનો સહવાસ તને બહુ કાળ રહો) વળી સપ્તપદીમાં પણ વર કન્યાને કહેછે કે-

*इषे एकपदी भव सा मामनुव्रता भव॥ ऊर्जे द्विपदी भव सा मामनुव्रता भव॥ रायस्पोषाय त्रिपदी भव । सा माम व्रता भव ॥ इत्यादि—

સઘળા કરારો શું સાત આઠ વર્ષનાં જગધાંને સાંભળી જવાને પુરોહિતે બકી જવાના છે? ના કદિ તેમ નહિ. સ્ત્રીપુરૂષને સંસારમાં ઊતરવાને તે નીતિપુરસ્સર ધર્મ મર્યાદા બાંધેલી છે. પરમેશ્વરે આ જગત નિયમિત રચેલું છે, તે માંહેલા સઘળા પદાર્થો, પોતપોતાના નિયમમાં રહીને વૃદ્ધિ તથા હાનિને પ્રાપ્ત થાય છે. પરસ્પર વર્તન ચલાવવાને જેણે આવા ઝીણા વિચારોથી નિયમો ઠરાવેલા છે, તેણે લગ્નસમય કાચી વયમાં ઠરાવ્યો હોય એ સંભવેજ કેમ? વળી શિષ્ટ પુરૂષોએ ઠરાવેલી મર્યાદાને તોડવાથી સારો પરિણામ કેમ આવે? કેટલાક એકદેશી વાક્યને અનુસરેલા પુરૂષો પૂર્વાપર ધર્મશાસ્ત્રનો વિચાર કર્યા શિવાય, ફક્ત વાક્યનેજ વળગી પડી સ્વેચ્છાએ વર્તે છે, તેઓ પરિણામે દુઃખી થાય છે. કેટલાક કહે છે કે—કન્યાને અગીઆર વર્ષે પરણાવી દેવી જોઇએજ, કેમકે તે પછી તેનો કન્યાકાળ જતો રહે છે. શાસ્ત્રમાં લખ્યું છે કે—

अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी।
दशवर्षा भवेत् कन्या चात ऊर्ध्वं रजस्वला ॥ इति॥

આઠ વર્ષની ગૌરી, નવ વર્ષની રોહિણી, અને દશ વર્ષની થઈ એટલે સાધારણ કન્યા, તદુપરાન્ત રજસ્વલા ગણાય છે, માટે એટલી વયમાં તેનું લગ્ન કરી દેવું. પછી જો તે કુંવારી રહે તો, તેનો પિતા દૂષિત થાય છે. આમ કહેવું એ ગ્રંથકારનો અભિપ્રાય નથી; પણ સમજવામાં ભ્રાન્તિ છે. એક દેશી જ્ઞાનવાળા પોતાની ઓછી સમજણથી એ શ્લોકનો અર્થ લગ્ન વેહેલું કરાવાના સંબંધમાં ખેંચી જાય છે. ધર્મની મર્યાદા બાંધનાર પ્રાચીન વિદ્વાન પુરૂષોએ, ફક્ત એકજ વિષય ઉપર નજર રાખીને તે મર્યાદા બાંધી નથી. વૈદક, જ્યોતિષ, ધર્મશાસ્ત્ર, દેશકાળ, અને શિષ્ટાચાર, વગેરેની એકવાક્યતા મેળવીનેજ ધર્મનું સ્વરૂપ બાંધ્યું છે. ઉપરનો શ્લોક

* વિશેષ વિસ્તાર પૂર્વક વિવેચન માટે રા. રમણભાઇ મહીપતરામ કૃત 'વિવાહવિધિ' જોવો.

જો કન્યાને એટલું વેહેલું લગ્ન કરાવવાને આગ્રહવાળો હોય તો, વૈદ્યકશાસ્ત્રનો પ્રાચીન ગ્રંથ કે જે સુશ્રુત તેના પાંતરીશમા અધ્યાયમાં કહ્યું છે કે—

पंचविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे ।
समत्वागतवीर्यौ तौ जानीयात् कुशलो भिषक् ॥

હોંશિયાર વૈદ્યે, પચીશ વર્ષનો પુરૂષ અને સોળ વર્ષની સ્ત્રી થાય, ત્યારે તે બેઉ સમાન વીર્યવાળાં જાણવાં.

વળી એજ ગ્રંથના શારીરિક સ્થાનના દશમા અધ્યાયમાં કહ્યું છે કે—

ऊनषोडशवर्षायामप्राप्तः पंचविंशतिं ।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विनश्यति ॥ १ ॥
जातो वा न चिरं जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः ।
तस्मादत्यंतबालायां गर्भाधानं न कारयेत् ॥ २ ॥

પુરૂષે પચીશ વર્ષ થયા શિવાય, સોળ વર્ષ કરતાં ઓછા વયની સ્ત્રીમાં ગર્ભ ધારણ ન કરાવવો. તેમ છતાં જો તેમાં ધારણ કરાવે તો, પેટમાંજ તે ગર્ભનો નાશ થાય; ને કદિ પ્રસવ થાય તો, તે લાંબી મુદત જીવે નહિ; અને કદિ જીવે તો દુર્બળ ઇન્દ્રિયો વાળો થાય. માટે અત્યન્ત બાળામાં ગર્ભાધાન કરવું નહિ.

વળી માનવધર્મશાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યું છે કે—

त्रीणि वर्षाण्यदीक्षेत कुमार्यृतुमती सती ।
ऊर्ध्वं तस्मात्तु कालाद्धि विंदेत सदृशं पतिम् ॥ १ ॥

કુંવારી કન્યાને ઋતુ આવ્યા છતાં પણ ત્રણ વર્ષ વાટ જોવી. ત્યાર પછી યોગ્ય પતિ મેળવવો.

વળી એજ નવમા અધ્યાયમાં સ્થાનાન્તરે—

काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।
न चैनां प्रयच्छेत गुणहीनाय कर्हिचित् ॥

ઋતુ આવેલી કન્યા જીવતા સુધી ભલે ઘરમાં કુંવારી રહે, પરંતુ ગુણ વગરના એટલે મૂર્ખની સાથે તેને ક્યારેએ પણ પરણાવી દેવી નહિ.

ભારતમાં અનુશાસન પર્વના ચુંવાળીશમા અધ્યાયમાં ભીષ્મપિતાએ યુધિષ્ઠિરની પ્રત્યે કહ્યું છે કે—

त्रीणि वर्षाण्युदीक्षेत कन्या ऋतुमती सती ।
चतुर्थे त्वथ संप्राप्ते स्वयं भर्तारमर्जयेत् ॥

ઋતુ પ્રાપ્ત થયા છતાં પણ ત્રણ વર્ષ વાટ જોવી, ચોથું વર્ષ બેઠા

પછી તે પોતાની મેળે પતિને ખોળી કાઢે.

આશ્વલાયન ગૃહ્યસૂત્રના ૧ લા અધ્યાયની ૫ મી કંડિકામાં લખેછે કે—

कुलमग्रे परीक्षेतबुद्धिमते कन्यां प्रयच्छेत् ॥
बुद्धिरूपशीललक्षणसंपन्नामरोगामुपयच्छेत् ॥

પ્રથમ કુળની પરીક્ષા કરીને બુદ્ધિમાનને કન્યા આપવી; તેમ બુદ્ધિ, રૂપ, આચરણ, વગેરે સારાં લક્ષણ સંપન્ન એવી રોગ વગરની કન્યા સાથે લગ્ન કરવું.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે—

अविप्लुतब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ॥
अनन्यपूर्विकां कान्तामसपिण्डां यवीयसीम् ॥
अरोगिणीं भ्रातृमतीमसमानार्षगोत्रजाम् ।
पञ्चमात्सप्तमादूर्ध्वं मातृतः पितृतस्तथा ॥
दशपुरुषविख्याताच्छ्रोत्रियाणां महाकुलात् ।
स्फीतादपि न सञ्चारिरोगदोषसमन्वितात् ॥
एतैरेवगुणैर्युक्तः सवर्णः श्रोत्रियो वरः ।
यत्नात्परीक्षितः पुंस्त्वे युवा धीमान् जनप्रियः ॥ इति ॥

અખંડિત બ્રહ્મચર્યવાળો પુરૂષ, સંભોગથી દૂષિત નહિ થયલી, રૂપાળી, સારાં લક્ષણવાળી, સપિંડ નહિ, પોતાથી નાની, રોગવગરની, ભાઇ વાળી, ભિન્ન ગોત્ર અને પ્રવરથી ઉત્પન્ન થયલી, માતાથી પાંચ અને પિતાથી સાત પુરૂષ ઉપરની, જેના કુળના દશ પુરૂષો વિખ્યાત હોય એવી, શ્રોત્રિય બ્રાહ્મણોના મોટા કુળથી ઉત્પન્ન થયલી, જેના કુળમાં કોડ, કફ, ક્ષય ઇત્યાદિ પેઢીએ ઊતરે એવા રોગ અને દોષ ન હોય, તેવા કુળની કન્યા સાથે વરે; તેજ પ્રમાણે વર પણ એટલાજ ગુણોએ યુક્ત, સવર્ણ, શ્રોત્રિય, યુવાન્, બુદ્ધિમાન્, મનુષ્યોને પ્રિય લાગે એવો, તથા પુરૂષપણામાં યત્નથી પરીક્ષા કરેલો હોવો જોઇએ.

મહાનિર્વાણ તંત્રમાં કહ્યું છે કે—

कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः ।
देया वराय विदुषे धनरत्नसमन्विता ॥

કન્યાને પણ યત્નથી પાલન કરવું અને ભણાવવી. પછી ધન રત્ને સહિત વિદ્વાન્ વરને આપવી.

માનવધર્મશાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યું છે કે—

यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्यत यथाविधि ।
तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥

જેમ નદી સમુદ્રને મળવાથી સમુદ્ર રૂપ થાય છે, તેમ યથાવિધિ કન્યા જેવા

આચરણવાળા વરને આપીએ, તેવાજ આચરણવાળી થાય છે. માટે વિષ્ણુશર્માએ પંચતંત્રમાં કહ્યું છે કે—

**कुलं च शीलं च सनाथता च**
**विद्या च वित्तं च वपुर्वयश्च ।**
**एतान् गुणान् सप्त विचिंत्य देया ।**
**कन्या बुधैः शेषमचिंतनीयम् ॥**

કુળ, આચરણ, મોટાઈ, વિદ્યા, ધન, શરીર, તથા વય એ સાત ગુણો તપાસીને બુદ્ધિમાનોએ કન્યા આપવી, વિશેષ ન વિચારાય તો હરકત નહિ. પરંતુ એ સાત ગુણો અવશ્ય જોઈએજ.

આ ઉપરથી પ્રત્યક્ષ સિદ્ધ થાય છે કે પ્રાચીન વિદ્વાનોનો એવો અભિપ્રાય નથી કે નાની વયમાં બાળકોનું લગ્ન કરવું. માત્ર સ્ત્રીને રજસ્ પ્રાપ્ત થવાનો ટુંકામાં ટુંકો વખત અગીઆર વર્ષનો બતાવેલો છે. જો એમ ન હોય તો '**त्रिंशद् वर्षो वहेत् कन्यां हृद्यां द्वादशवार्षिकीं ।**' એ વાકયમાં બાર વર્ષનીને કન્યાજ ગણેલી છે. બાર વર્ષ થવાથી એનું કન્યાત્વ જતું રહે છે એમ નથી. પરંતુ રજોદર્શન પ્રાક્ કન્યાદાન આપવાનો આગ્રહ છે, કારણકે કાનીન પુત્રનો ભય ન રહે. વૈદ્યશાસ્ત્રમાં ઉપર કહ્યા પ્રમાણે ગર્ભાધાનને માટે જે સમય અયોગ્ય ગણ્યો છે, તેનો ત્યાગ થવાથી તે અડચણ દૂર થાય છે. જ્યાં સુધી રજોદર્શન થતું નથી ત્યાં સુધી કન્યાત્વ જતુંજ નથી. રજો દર્શનનો કાળ સઘળે એકજ હોતો નથી. હવા, ખોરાક, અને મનનું વલણ, તથા નિકટ સહવાસ, વગેરે કારણોથી તેમાં ફેરફાર થાય છે. યૂરોપમાં વધારે ઠંડીને લઇ, અહિંયાંના કરતાં મોડું રજોદર્શન થાય છે. આપણા દેશમાંજ વિચારીશું તો શેહેરની પ્રજાઓ કરતાં ગામડાંમાં વસનારી પ્રજાઓમાં તફાવત માલમ પડે છે. ગામડામાં છૂટી હવામાં ફરનારી છોકરીઓ મોટી ઉમ્મરની થાય છે ત્યાં સુધી, તેમના મન અને તન ઉપર ઓછી અસર થાય છે. શેહેરમાં વસનારી છોકરીઓને નાનપણથી તેવા વધારે સહવાસને લઇને મન ને શરીરપર જલદી અસર થાય છે. પાકટ વય થયા શિવાય એકદમ 'લાકડે માંકડું' વળગાડી દેવું, એ મૂર્ખના વિચાર છે. આપણે પ્રત્યક્ષ પ્રમાણથી દેખીએ છીએ કે—સંસાર સ્ત્રીપુરૂષ બેઉનો મળીને થયલો છે. એ મેળાપ કોઈની અપેક્ષાએ નથી; પરંતુ પરસ્પર અપેક્ષાએ થાય છે. કેવળ વડિલોની અપેક્ષાએ થતો હોય તો પશુ, પક્ષી, વગેરે બીજાં હલકાં પ્રાણીઓને કોણ કરાવે છે. પરસ્પર અપેક્ષા પેદા થવી એ સ્વાભાવિક નિયમજ છે. નિર્દોષ બાળકો જેમ પુખ્ત ઉમ્મરે પહોંચતાં જાયછે, તેમ સ્વાભાવિક તેમના શરીરના અવયવોમાં ફેરફાર થઇ, મનમાં વિકાર પેદા થાય છે. તેઓનું વલણ બદલાઇ જુદા રૂપકમાં આવવા માડે છે. જે છોકરાનો અવાજ આપણે પ્રથમ સાંભળતા હતા, તે બદલાઇને જુદોજ થાય છે. તેની છાતી, મોઢું, વગેરે સ્થળે વાળ ફૂટી નીકળે છે. પ્રથમના દાંત જતા રહી બીજા દાંતો આવવા માડે છે. ઘણું કરીને છેલી દાઢો ઓગણીશ, વીશ વર્ષની

વયે આવી રહેછે, ત્યાં સુધી પુરૂષનો વૃદ્ધિનો સમય છે. હાડકાં દ્દઢ થઈને શરીરનો પૂરે પૂરો બાંધો વીશ વર્ષે બંધાઈ રહેછે, ત્યાં સુધી તે છોકરવાદીમાં ગણાયછે. પૂરાં પચીશ વર્ષે પુરૂષનું શરીર દ્દઢ અને ઘટ થાયછે. માટે બ્રહ્મચર્યાવસ્થા એટલે એ પચીશ વર્ષનું વય થતાં સુધી બ્રહ્મચારીએ સ્ત્રીનો સહવાસ મુદ્દલ રાખવો નહિ, એમ ભગવાન વ્યાસ કહેછે—

**वर्जयेत्प्रमदागाथामगृहस्थो बृहद्व्रतः ।**

**इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥ भा. स्कं. ७ अ. १२**

ગૃહસ્થાશ્રમમાં દાખલ નહિ થયલા, એટલે બ્રહ્મચારીએ સ્ત્રી સંબંધી સઘળી વાતોનો પણ ત્યાગ કરવો; કારણકે ઇન્દ્રિયો બહુ વેગવાળી છે, અને તે નિયમ વાળાઓના મનને પણ હરી લેછે.

બ્રહ્મચારીનું રેતસ્ખલિત થવાથી તેના શરીર અને બુદ્ધિની હાનિ થાય છે. સામાન્ય રીતિએ વેદમાં મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું કલ્પેલું છે; માટે આશીર્વાદ મંત્રોમાં "તમે સો શરદ્ ઋતુઓ જીવો", એમ કહેછે. એ સો વર્ષની વયના વેદને આધારે મનુએ ચાર વિભાગ પાડયા છે. પેહેલાં પચીશ વર્ષની પ્રથમ અવસ્થાને બ્રહ્મચર્યાવસ્થા કહે છે, બીજાં પચીશ તે ગૃહસ્થાશ્રમ, ત્રીજાં પચીશ એટલે પચાશથી પોણોસો વર્ષ સુધીના વયને વાનપ્રસ્થ, અને બાકી રહ્યું તે સંન્યસ્તમાં ગણાય છે. જે મનુષ્યોને આ લોક તથા પર લોકમાં પોતાનું કલ્યાણ કરવાની અપેક્ષા હોય, તથા સનાતન ધર્મની મર્યાદાને ઉલ્લંઘન કરવાના પાપથી જેઓ ડરતા હોય, અથવા વેદ, ધર્મશાસ્ત્ર, અને પુરાણનાં વચન માન્ય રાખતા હોય, તેમણે ઉત્તરોત્તર આશ્રમને અંગીકાર કર્યાથી ઉત્તમ પદ મેળવાય છે. શાસ્ત્રે બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્ય, એ ત્રણ વર્ણની દ્વિજ સંજ્ઞા ગણેલી છે—

**ब्रह्मक्षत्रियविट्शूद्रा वर्णास्त्वाद्यास्त्रयो द्विजाः ।**

**निषेकादिश्मशानान्तास्तेषां वै मन्त्रतः क्रियाः ॥**

**इति योगी याज्ञवल्क्यः**

નિષેકથી આરંભીને શ્મશાન પર્યન્તની સઘળી ક્રિયાઓ ત્રણે વર્ણને મંત્રથી થાય છે. માત્ર શૂદ્રોને નોખા ગણેલા છે. તેઓએ ફકત ત્રણ વર્ણની સેવા કરીનેજ પોતાનો નિર્વાહ કરવો એવી તેમની વૃત્તિ કલ્પેલી છે. તેમને શરીર સંબંધી મેહેનત વિશેષ હોવાથી વેદાદિ વગેરે અગાધ જ્ઞાનના ગ્રન્થો ભણવા ભણાવવાની મના કરેલી છે. પ્રાચીન કાળમાં આર્યોના ઉપર બતાવેલા ફકત ચારજ વર્ણ ગણાતા હતા. તેઓ આગળ દર્શાવેલા આશ્રમોમાં રહી દેશકાળ પ્રમાણે પોતાનો ધર્મ યથાસ્થિત પાળતા હતા. જ્યાં સુધી તેઓ સંપૂર્ણ જ્ઞાનની સહાયતાથી મનુષ્યનું કર્તવ્ય ઓળખીને પોતાનું ઐશ્વર્ય જાળવી શકયા, ત્યાં સુધી ઈર્ષ્યાએ તેમનામાં પગ ઘાલ્યો નહિ; પણ હળવે હળવે પ્રમાદ થવાથી કુસંપે તેમનામાં માર્ગ કર્યો, એટલે પ્રદેશીઓએ

તેમનું સ્વતંત્રપણું ખૂંચી લીધું. છેવટે સ્વતંત્ર ભારતવર્ષ મોગલ અને મુસલમાનોના હાથમાં ગયો. એ તો દેખીતુંજ છે કે જ્યાં સુધી દેશી સ્વતંત્ર રાજ્ય છે, ત્યાં સુધી સ્વભાષાને, સ્વધર્મને, તથા દેશી પ્રજાને ઉત્તમ પ્રકારનું માન અને સહાયતા મળેછે. રાજ્ય બદલો થવાથી રાજકીય સત્તાને લઇને, કે કાંતો સ્વાર્થથી અથવા જુલમી રાજાઓના ભયથી પણ કેટલોક ફેરફાર થવાની આવશ્યકતા હોયછે. જ્યાં સુધી ચાર વર્ણો હતા ત્યાં સુધી સંસાર સુધારાના નિયમો નિર્ભયપણે સચવાતા. માથે ભય થયો એટલે દેશકાળ પ્રમાણે સ્વાભાવિક ફેરફાર થતો ગયો. ધર્મનો આગ્રહ દરેકના મનપર વિશેષ અસર કરેછે. જ્યારે તેમાં સ્વાભાવિક અડચણ આવી નડે, ત્યારે મનુષ્યોને સામાન્ય નિયમો સાચવવાને વિશેષ નિયમોની જરૂર પડેછે. પ્રથમ તાત્કાલિક ફાયદો જણાય, એટલે મનુષ્યો ભવિષ્યની અડચણોને દેખતા નથી. મુસલમાનો ધર્માગ્રહી હતા; પરંતુ તેમણે ઊંચા પ્રકારની કેળવણી સંપાદન નહિ કરેલી, માટે ધર્મના સંબંધમાં તેઓએ હિંદુઓ ઉપર વિશેષ જુલમ ગુજાર્યો છે, એવું પ્રાચીન ઇતિહાસો ઉપરથી પ્રસિદ્ધ થાય છે. ધર્મ ઉપર આગ્રહ ન રાખવો, તથા પોતાના ધર્મને પૂર્વાપર સમજ્યા શિવાય તેનો અનાદર કરવો, એ વિદ્વાન પુરૂષોનું આચરણ ન ગણાય; તેમ પર ધર્મની નિંદા કરીને તેને ધિક્કારવો, એ પણ શિષ્ટ પુરૂષોનું લક્ષણ ન હોય. ખરો ધર્મ સમજ્યા શિવાય ઉપર ઉપરથી કલ્પિત વિચારો ગોઠવી પ્રાચીન વિચારોનો અનાદર કરવાથી મતભેદ થઇ જાય છે. મગજમાં ખોટું અભિમાન બંધાવાથી પોતાનો પંથ સિદ્ધ કરવાને નવાં સાધનો ખોળવાની જરૂર પડેછે. તે નવા ગ્રન્થો અને કલ્પિત વિચારોને સાબીત કરવાને પૂર્વ ગ્રન્થોનું પ્રમાણ છાયારૂપે અંગીકાર કરવું પડેછે. આમ થવાથી મૂળ હતું તે ખોવાઇ જાયછે, અને પોતાનું કરેલું એક સમાન રીતે સઘળી પ્રજાઓના અન્તઃકરણમાં ઠસાવી શકાતું નથી. માહો માંહ્ય ઇર્ષ્યા ઉત્પન્ન થવાથી એકની જગોએ અનેક પંથ ખડા થાય છે એટલુંજ નહિ, પરંતુ લોકોનાં મન ક્ષણિક થવાથી પ્રત્યેક ઉપરથી વિશ્વાસ જતો રહેછે. માટે દરેક મનુષ્યે ખરો ધર્મ શોધી કાઢ્યા શિવાય સનાતન ધર્મની ઉપેક્ષા કદિ કરવી નહિ. સનાતન ધર્મનું અભિમાન જતું રહેવાથી જાત્યભિમાન નિર્મૂળ થાય છે; જાત્યભિમાન ગયું એટલે ગીતામાં કહેવા પ્રમાણે પ્રજાઓ વર્ણસંકર થઇ જાય છે એટલુંજ નહિ, પણ સ્વતંત્ર સુખ ખોઇ ઘણાં સંકટ ભોગવવાં પડેછે.

ઉપર પ્રમાણે આર્યોની બુદ્ધિ ભ્રષ્ટ થવાથી તથા મુસલમાનોના જુલમથી પોતાના ધર્મનું સંરક્ષણ કરવાને આર્યોને દેશકાળને અનુસરી વિશેષ નિયમો દાખલ કરવાની જરૂર પડી. પ્રથમ ચારજ વર્ણ હતા, તેઓને એક બીજા સાથે લેવા દેવા વગેરેનો જે સંબંધ હતો, તેનું રૂપક અનુક્રમે બદલાઇને જુદીજ લીટી ઉપર આવ્યું. તેઓ, પોતાનો સનાતન આચાર સાચવવાને, સામાન્ય ચાર વર્ણોમાંથી ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ બાંધીને લાંબો વ્યવહાર બંધ કરી, ફક્ત ટૂંકો વ્યવહાર ખેડવા લાગ્યા. તાત્કાલિક ફાયદો જણાયો, એટલે ભવિષ્યનો વિચાર સુઝ્યો નહિ. પ્રથમ જે થોડી મેહેનતે સામાન્ય નિયમો સચવાતા હતા, તે બંધ થઇને વિશેષ નિયમની સાંકળોએ

સંકળાવાથી થોડે થોડે સનાતન આગ્રહ સ્વાભાવિક છૂટતો ગયો, ને પરિણામે જુદાજ રૂપકમાં ખડો થયો. કેટલાક વિદ્વાનોથી તે સમજાયો; પણ ધન કે બીજા તેવાજ સ્વાર્થોને લઇને, તેઓ તે અડચણ ખસેડવાનો પ્રયત્ન ન કરતાં, અજ્ઞાનીઓને સમજાવીને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા લાગ્યા. એક બીજાના સ્વભાવ મળતા ન આવવાથી અને ભિન્ન ભિન્ન વિશેષ નિયમોનું પ્રબળ થવાથી માંહો માંહ્ય ઇર્ષ્યાનું પ્રબળ અત્યંત વધી પડ્યું; એટલે સામાન્ય ઉપદેશ ધ્યાનમાં ન લેતાં સ્વાર્થનો ઉપદેશ શ્રવણ કરવાને સૌની રૂચિ વધી. છેવટે બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ, અને સંન્યસ્ત, એ ચારે સનાતન નિયમો છૂટી ગયા એટલુંજ નહિ; પણ તે ન પાળવાથી આપણે ધર્મ વિરૂદ્ધ થયા, એ વાતનું અભિમાન તર્છટ જતું રહ્યું. વેદ, ધર્મશાસ્ત્ર, તથા પુરાણો વગેરે આપણા સનાતન ગ્રન્થોમાં ત્રણે વર્ણે પેહેલી વયમાં બ્રહ્મચર્ય પાળવું, એવો લેખ છે. ઐહિક તથા પારલૌકિક સુખ સંપાદન કરવાનો અને ઉપલા ત્રણે આશ્રમોને સિદ્ધ કરવાનો મુખ્ય પાયો બ્રહ્મચર્ય છે. એ બ્રહ્મચર્યનું લક્ષણ આપણે યથાસ્થિત જાણવું જોઈએ. ઉપનયન સંસ્કાર થયા પછી, બ્રહ્મચર્યાશ્રમમાં દાખલ થવાય છે. ઉપવીતનો અધિકાર ત્રણે વર્ણને છે. યાજ્ઞવલ્કયે કહ્યું છે કે—

गर्भाष्टमेऽष्टमे वाऽब्दे ब्राह्मणस्योपनायनम् ।
राज्ञामेकादशे सैके विशामेके यथाकुलम् ॥
उपनीय गुरुः शिष्यं महाव्याहृतिपूर्वकम्।
वेदमध्यापयेदेनं शौचाचारांश्च शिक्षयेत् ॥

બ્રાહ્મણને ગર્ભથી કે જન્મથી આઠ વર્ષે, ક્ષત્રીને બાર વર્ષે, અને વૈશ્યને તેર વર્ષે ઉપનયન સંસ્કાર કરવો. ઉપવીત સંસ્કાર કર્યા પછી ગુરૂ શિષ્યને મહાવ્યાહૃતિ પૂર્વક વેદ ભણાવે, તથા પવિત્ર આચારો શીખવે. બ્રહ્મચારીએ વિદ્યાના અભ્યાસ માટે ગુરૂકુળમાં વાસ કરવો. પોતાને ઘેર રહી વિદ્યાભ્યાસ કરવામાં એને અનેક અડચણો નડે છે; માટે વિદ્યાર્થીએ ગ્રામાન્તર એટલે એક ગામથી બીજે ગામ જઇને ત્યાં વિદ્યાભ્યાસ કરવો; કેમકે તેનો આ અવસર સંસાર સુધારવાને કેળવણી લેવાનો છે. આ અરસામાં તન અને મનની સંપૂર્ણ કેળવણી લેવાઇ હોય, તોજ આગળ સંપૂર્ણ સુખ ભોગવાય. આ અરસામાં જેટલી કચાશ, એટલું પરિણામે દુ:ખ સમજવું. તન તથા મનને નિકટનો સંબંધ છે. શરીર કેળવાયલું હોય, તોજ મનને સારી રીતે કેળવી શકાય. એટલા માટેજ બ્રહ્મચારીએ સાવચેતીથી વિદ્યાભ્યાસ કરવો જોઈએ. આપસ્તંબ ધર્મસૂત્રના બ્રહ્મચર્ય વિધિમાં કહે છે કે—

'अनृत्यदर्शी, सत्रेसमाजोचागंता,
अजनवादशीलः, स्त्रीभिर्यावदर्थसंभाषी,
मृदुः, शान्तः, दृढधृतिः, अक्रोधनः ॥ इत्यादि.

નાચ, તમાસા, વગેરે બ્રહ્મચારીએ જોવું નહિ, યજ્ઞ કે મીજબાનીમાં જવું નહિ, લોકવાદમાં મન ઘાલવું નહિ, સ્ત્રીઓની સાથે ખપ જેટલુંજ બોલવું, નમ્રતાથી ચાલવું, શાન્ત થવું, દૃઢ ધીરજ રાખવી, ક્રોધ કરવો નહિ, વગેરે ગુણો તેણે શીખવા.

મનુ પણ કહેછે કે—

**ब्रह्मचर्याद् ब्राह्मणस्य ब्राह्मणत्वं विधीयते ।**

**एवमाहुः परे लोके ब्रह्मचर्यविदो जनाः ॥**

બ્રહ્મચર્ય ધર્મને જાણનાર વિદ્વાન પુરૂષો કહેછે કે—પરલોકમાં બ્રહ્મચર્યથીજ બ્રાહ્મણનું બ્રાહ્મણપણું કહેવાય છે. વળી ગીતામાં પણ કહ્યું છે કે—**'ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते'** (બ્રહ્મચર્ય તથા અહિંસા એ કાયિક તપ કહેવાય છે).

આ ઉપરથી સિદ્ધ થાય છે કે—આખી જીંદગી સુધારવાની આ પેહેલી પચીશી છે. તેમ તે વૃદ્ધિના સમયમાં કાચાં અંગને સંસારમાં દોરવાથી શરીર નબળું પડી જાય છે, અનેક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, વિદ્યા ભણીને વિદ્વાન થવાતું નથી, અને પશુવત્ જન્મારો ફોગટ કરી પરમેશ્વરની પણ શિક્ષાને પાત્ર થવું પડે છે. આગળ કરતાં દેશી વૈદ્યો તથા દાકતરો કેટલા બધા વધી પડ્યા છે! દરરોજ દેશી અને પ્રદેશી દવાઓ હિંદુસ્તાનમાં જથાબંધ કેટલી આવે છે? રાત્રિ દિવસ હિંદુસ્તાનનાં નાણાં પ્રદેશ પ્રત્યે ખેંચાઇ જાય છે. આમ થવાનું કારણ કાચી વયનાં છોકરાંને લગ્ન કરાવવું એજ છે. શાસ્ત્રે બ્રહ્મચર્ય પાળવાની હદ પણ યોગ્યજ દર્શાવી છે. સૂત્રકાર કહે છે કે—

**'अष्टचत्वारिंशद्वर्षाणि, पादूनम्,**

**अर्धेन, त्रिभिर्वा द्वादशवर्षब्रह्मचर्यम्'॥**

અડતાળીશ, છત્રીશ, ચોવીશ, અથવા બાર વર્ષ પણ અવશ્ય બ્રહ્મચર્ય પાળવું. પછી ગુરૂની આજ્ઞા લઈ સમાવર્તન કર્યા પછી ગૃહસ્થાશ્રમમાં દાખલ થવું.

કોઈએ ન ખાવાની વસ્તુ ખાધી કે ન્યાતના નિયમથી અવળો ચાલ્યો, તો તેને ધર્મશાસ્ત્ર પ્રમાણે પ્રાયશ્ચિત્ત આપવાને કે નાત બહાર મૂકવાને, આપણે તરત તૈયાર થઇ જઇએ છીએ. સેહેજ ગુનાહને માટે શિક્ષા કરવાને આપણા મન ઉપર અસર થાયછે. પરંતુ બ્રહ્મચર્ય પાળવુંજ, એમ ધર્મશાસ્ત્રની આજ્ઞા છતાં, આપણે તો તે બ્રહ્મચર્યાશ્રમની હાંસી માત્રજ કરીએ છીએ. કોટમાં જનોઇ પહેરાવી, બ્રહ્મચારીના હાથમાં પાલાશ દંડ આપી, દશ પાંચનું ટોળું કરી, ગામની ભાગોળમાં બડવાને દોડાવી, તેના મામા પાસે ઊચકાવીને, વાજતે ગાજતે પાછો ઘેર લાવીએ છીએ. આ તે બ્રહ્મચર્યનો ફારસ કે બીજું શું? એ સમયે ઢોલ વગડાવીને આપણે રાજી થઇએ છીએ; પણ અવશ્ય સમજવું કે પરિણામે આપણાં સઘળાં કાર્યોમાં ઢોલજ વાગવા-

ણું છે. શાસ્ત્રકારે ઉપર બતાવેલી બ્રહ્મચર્યાવસ્થા એટલે વિદ્યા ભણવાની એ પચીશ વર્ષની અવસ્થા સુધી બ્રહ્મચારીએ દૃઢ થવું. સ્વપ્નમાં પણ રેતસ્ખલિત થાય, તો બ્રહ્મચારીએ સચેલ સ્નાન કરી ગાયત્રીનો જપ કરવો. શાસ્ત્રકારનો આમ અભિપ્રાય છે, તેમ છતાં પચીશ વર્ષમાં તો બે ત્રણ છોકરાંના બાપ થઇ બેસે છે, તેમણે કેટલું પ્રાયશ્ચિત્ત કરવું તેનો વિચાર કરો ! ! !

જે અરસામાં મુંજની મેખળા પહેરી, હાથમાં પાલાશ દંડ લઇ, કાશી સરખા પવિત્ર તીર્થમાં વિદ્યાભ્યાસ કરવા જવું, તેજ અરસામાં તેનાં હિતશત્રુ માતાપિતા કાળરૂપ કૃત્તિકાની ભયંકર ચિતારૂપી શય્યામાં ઝીંકી આવે છે, અર્થાત્ સ્ત્રીને સ્વાધીન કરે છે. એ કેટલો અફસોસ ! ! !

પશુ પક્ષ્યાદિ હલકાં પ્રાણીઓને વિશેષ જ્ઞાન નથી; તથાપિ પોતાના શરીર સંરક્ષણાર્થે સામાન્ય જ્ઞાન સંપૂર્ણ વાપરતાં આપણે તેમને પ્રત્યક્ષ દેખીએ છીએ. ભય, નિદ્રા, મૈથુન, અને આહાર, એટલો વ્યવહાર સઘળાં પ્રાણીઓને છે. તે હલકાં પ્રાણીઓને માત્ર અંગજ્ઞાન છતાં, પોતાનો વ્યવહાર નિયમ પુરસ્સર આચરે છે. મનુષ્યોને વિશેષ જ્ઞાન છતાં, તેઓ પોતાના શરીર સંરક્ષણાર્થ નિયમોનો પણ અનાદર કરે છે. તેથી તેઓને સુખ થતું નથી, માત્ર દુ:ખજ અવશેષ રહે છે. કદાચિત તેમાં ક્ષણિક સુખ અનુભવતા હશે; પરંતુ ટૂંક મુદતમાં તે ક્ષણિક સુખનો પાર આવે છે એટલુંજ નહિ, પણ તે સદાને માટે હાનિરૂપ નીવડે છે. બુદ્ધિહીન બાયલાં બાળકોને જન્મ આપવો, એના કરતાં વાંઢા રહેવું સેંકડો દરજ્જે સુખરૂપ છે. આર્ય પ્રજાના અંતઃકરણમાંથી જાત્યભિમાનના અંકુરો નાબુદ થતા ગયા, તેનો દૃઢ પાયો બાળલગ્નજ છે.

શાસ્ત્ર દ્વારાએ તો બાળલગ્ન સર્વથા હાનિરૂપ ઠરે છે, તો પછી તે ધર્માચરણ તો ગણાયજ નહિ; કેમકે શાસ્ત્રવિહિત આચરણને શિષ્ટ પુરૂષોએ ધર્મ માનેલો છે. શિષ્ટ પુરૂષો પણ અન્યથા આચરણ કરતા નથી; માટે શિષ્ટાચાર રૂપે પણ તે ન ગણાય; કેમકે કોઈ શિષ્ટોએ પૂર્વે તેવું નિંદ્ય આચરણ આચર્યું નથી. બ્રહ્મચર્ય પળાવ્યા શિવાય પુત્રને સાત આઠ વર્ષની અંદર લગ્ન કરાવી દીધું, એવો ઇતિહાસ કોઈ પુરાણ, ધર્મશાસ્ત્ર, કે વેદમાં નીકળે એમ છેજ નહિ.

તો આ અસદ્ માર્ગમાંથી બચવાને આપણે શા ઉપાય યોજવા તેનો પણ વિચાર કરીએ. કાળ અને રૂઢીને અનુસરીને આપણો અત્યારનો વ્યવહાર નભે છે. અનિષ્ટ રૂઢીનો એકદમ અનાદર થાય એમ કદિ બનતું નથી. કોઇ પણ વ્યસનને છોડતાં ઘણી મુસીબત પડે છે. છોડતાં પોતાને અડચણો નડે છે એટલુંજ નહિ, પરંતુ ફાયદો સમજ્યા છતાં છોડાવનાર પણ તે ટાણે તેટલા વહાલા નથી લાગતા. પ્રાચીનના કરતાં અત્યારનું બંધારણ ઘણુંજ છિન્ન ભિન્ન થઈ ગયું છે; એટલે એક નિયમને અવ્યાહત ગતિ મળવી ઘણી દુર્ઘટ છે. પણ એટલાથી ઉત્સાહ રહિત થઈ કંઇ પણ આરંભ ન કરવો, એ આચાર્ય પુરૂષોનું લક્ષણ નથી; કેમકે નીતિશાસ્ત્રકાર

કહે છે કે—

"प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः ।
प्रारभ्य विघ्नविहता विरमंति मध्याः ॥
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः ।
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥ इत्यादि.

એ નિયમ પ્રમાણે મંડયા રહીશું, તો આપણી પ્રાચીન સ્થિતિને ઝટ મેળવી શકીશું. ઉદ્યોગ કરવાથી કંઈ પણ અપ્રાપ્ય નથી. હાલ સંસાર સુધારવા ઉપર કેટલાએકનું લક્ષ લાગ્યું છે. ઠામ ઠામ સુધારો થવાને સભાઓ એકઠી થતી આપણા જોવામાં અને સાંભળવામાં આવે છે. સુધારો કરવાને હમણાંની પદ્ધતિના નવા વિદ્વાનોનો ઉત્સાહ વિશેષ છે. એ બધું ખરૂં, પણ 'સુધારો' એ શબ્દ સાંભળતાંજ પ્રાચીન પદ્ધતિનું અનુકરણ કરવાનું અભિમાન ધરાવનારા મારા ઘણા ભ્રાતૃઓ, જેમ તેલંગ ભિક્ષુક બ્રાહ્મણો અડદીઆ જોવાથી ભડકે છે, તેમ ભડકી ઊઠે છે. આમ થવાનાં કારણો શોધવાનો આ અવકાશ નથી, તોપણ મારે એટલું તો કહેવું જોઈએ કે 'સુધારો' એ શબ્દનો અભિધેય અર્થ કંઇ ભડકવા જેવો નથી. પણ સુધારકોની ખામીઓને લઈનેજ તેઓની ભ્રાન્તિનું નિવારણ થવું મુશકેલ છે. હાલના સુધારકો આપણી સંસાર સુધારણામાં હજુ કંઇજ સુધારો કરી શક્યા નથી. તેમ હમે પ્રાચીન પદ્ધતિનું અનુકરણ કરીએ છીએ, એમ અભિમાન ધરાવનારા પણ પોતાની સીધી લીટી મૂકીને કેટલા બધા આડા ગયા છે, તે નીચેના ભુજંગી ઉપરથી જણાઈ આવશે.

### ભુજંગીછંદ.

હતા હિંદમાં પૂર્વ કાળે પ્રચારો, ટળી તેહને હાલ પેઠા હજારો;
જુનાને જપું, વા નવા પાળનારો? સુધારો થયો કે હશે આ કુધારો? ૧
અનાદિ હતા તે જુઓ વર્ણ ચારે, વધીને થયા કેટલા તે અત્યારે?
નથી ધર્મ કે પંથનો એક આરો; સુધારો થયો કે હશે આ કુધારો? ૨
વડી એક ભાષા બધે જે વદાતી, ગઈ હિંદથી જર્મનીમાં તણાતી;
સ'લા સંપના વ્યર્થ છે સૌ વિચારો; સુધારો થયો કે હશે આ કુધારો? ૩
હતા આશ્રમો એકથી એક ભારે, નથી તે જણાતા હવે કોય ઠારે;
પછી આર્ય કે નાર્યના ક્યાં ઉચારો? સુધારો થયો કે હશે આ કુધારો? ૪
વિધિ નીમથી જે વિવાહો રચાતા, ગુણે ગુણ ભેળી કરારો કરાતા;
હવે તો ગયા ષોડશે સંસકારો; સુધારો થયો કે હશે આ કુધારો? ૫
બધા બ્રાહ્મણોની હતી એકજાતી, લખી વાત જે વેદમાં તે મનાતી;
ઋષિનું કહ્યું કો નથી રાખનારો; સુધારો થયો કે હશે આ કુધારો? ૬

